અનેક રાજવશીઓના આશ્રય તળે ચાલતી
અને પ્રજાની પસંદગી પામેલી

## શ્રી હિન્દ નાટક સમાજ

(જામનગર)

# અમન-ચમન

છપાવી પ્રસિદ્ધ કરનાર

ભકરલાલ મણિશંકર ગોવીંદજી બી. એ.
માલેક—શ્રી હિન્દ નાટક સમાજ



આવૃત્તિ ૬ઠ્ઠી સને ૧૯૨૩. પ્રત ૧૦૦૦

રણુ-સાગર પ્રેસમા ગિરિજાશંકર બી. ત્રિવેદીએ છાપ્યું,
ન્યુ સ્મોલ કોઝ કોર્ટની સામે, કેમ્પબેલ સ્ટ્રીટ-કરાંચી.

કીંમત ચાર આના.

# [illegible]

અમારી આતંકનિગ્રહ ગોળીઓએ હિંદુસ્તાનના કિનારાપરના મુખ્ય બંદરો-કરાચી, મુંબઇ મદ્રાસ, અને કલકત્તા, અને સરહદપર અમૃતસર તેમજ અંદરના ભાગમા પેશ્વાની જુની રાજધાની પુના ખાતે પોતાના થાણા જમાવવા ઉપરાંત બરમામા રંગુન ખાતે, સીલોનમા કોલંબો ખાતે સ્ટ્રેટસ સેટલમેંટસમા સીંગાપોર ખાતે, સીયામમા બેંકોક ખાતે, અને ચીનમા હોંગકોંગ ખાતે પોતાના થાણાઓ બેસાડયા છે અને હજુ પણ આગળ વધવાની તૈયારીમા છે આનુ કારણ એજ કે એ ગોળીઓ અખુટ બળ ધરાવે છે ને પોતાનુ સેવન કરનારાઓના પેસાબ તથા વીર્ય વિકારના સર્વે દરદો દૂર કરી તેઓને અખુટ બળ આપે છે

**કિંમત-૩૨ ગોળીની ડબી ૧ ની ફક્ત રૂા ૧) એકજ**

વધારે વિગત જાણવા માટે પ્રાઇસ્ટલીસ્ટ મંગાવી વાંચો

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી**

**આતંકનિગ્રહ ઔષધાલય**

**કરાંચી ઓફીસ -** **જામનગર-કાઠીયાવાડ.**

**બંદર રોડ-સ્વામીનારાયણ ચાલ**

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ વર્ગ

| | |
|---|---|
| અમનસિંહ | અમગવતીનો રાજા |
| ભડભડ | અમનસિંહનો વિશ્વાસુ નોકર (બ્રાહ્મણ) |
| દુગુણસિંહ | ચિત્રગઢનો ઠાકોર |
| ચંદુલાલ | ચંપકનગરનો એક વણીક ગ્રહસ્થ |
| ચતુર | ચંદ્રાવતી નગરીનો ગ્રહસ્થ, ચંદુલાલનો મિત્ર |
| ચંપક | ચતુરનો મિત્ર |
| નગરે<br>માલીઓ<br>જહલે<br>પરભત | દુગણસિંહના હજુરીઆ |

### સ્ત્રી વર્ગ

| | |
|---|---|
| ચમન | ચંપક નગરીની ભરવાડણ |
| ગુણિયલ | અમનસિંહની રાણી |
| ચંચળા<br>ચંપજા | ગુણીયલની સાહેલીઓ |
| કુમુદ | ચંદુલાલની સ્ત્રી |
| ચીચી | ચંદુલાલની બ્હેન |

નવી (ખલકનંદા) ભડભડની નવી સ્ત્રી

જુની (સુશીલા) ભડભડની જુની સ્ત્રી

પ્રેમદેવ, મોહદેવ, અપ્સરાઓ, ઠગ, વણિકા, દરબારીઓ, સિપાઇઓ નાયકાઓ, વગેરે, વગેરે

# અમન-ચમન

## નાટકનો ટુંક સાર.

---

### અંક પહેલો.

---

મંગળાચરણ

પ્ર૦ ૧લો—કોઇ વખત સ્વર્ગલોકની ગંધમુખી અને ચતુરિકા નામની બે અપ્સરાઓ મનુષ્ય લોક જોવા નિકળતા, તેમાં શુદ્ધ પ્રેમી મનુષ્યોજ પરિણામે સુખી થાય છે એ વાત જાણવામાં આવતા 'પ્રેમ' ને ઓળખવાની ઇચ્છા કરે છે તેટલામાં "પ્રેમદેવ" ત્યાં આવી પોતાનો પ્રભાવ તેમને જણાવે છે અને તે વાત દ્રઢ થવા માટે અમરાવતીનો રાજા અમનસિંહ જે પુર્વ જન્મમાં વિદ્યાધર હતો તેનુ જીવન ચરિત્ર જોવા જવાનું કહી તેઓ મહિત નીકળી જાય છે તેટલામાં પાછળથી મોહ આવે છે અને પ્રેમના પ્રભાવને વીંખી નાખવાની પ્રતિજ્ઞા કરી જાય છે

પ્ર૦ ૨જો—અમનસિંહની રાણી ગુણિયલ પોતાના મહેલમાં સખીઓ સાથે વિનોદ કરે છે તેટલામાં અમનસિંહ આવે છે અને લોકોને હેરાન કરનાર સિંહનો શિકાર કરવા જવાની રજા માગે છે તથા ગુણીયલની ભલામણ પ્રમાણે પોતાના નિમકહલાલ ભડભડ નામના બ્રાહ્મણને સાથે રાખવાનુ કબુલ કરી જાય છે

પ્ર૦ ૩ જો—ભડભડ બ્રાહ્મણની નવી સ્ત્રી ખલકનંદા અકડેખા સાથે પ્યારમા પડે છે પણ ભોળો ભડભડ તેના મોહપાશમા, તે કાંઇ ન સમજતા પોતાની સુશીલા નામની જુની સ્ત્રી સત્ય કહે છે છતા તેને ધિક્કારે છે અને પોતે ખલકનંદાની રજા લઇ અમનસિંહ સાથે જંગલમા જાય છે

પ્ર૦ ૪ થો—અમનસિંહ અને ભડભડ જંગલમા નીકળ્યા છે ત્યા પણ ભોળો ભડભડ લાડુના ગાણા વિસારતો નથી.

પ્ર૦ ૫ મો—ચિત્રગઢનો રાજા દુર્ગુણસિંહ જે પ્રથમ ગુણિયલને પરણુવા ચાહતો હતો તે પોતાના મદદગારો સાથે જંગલમા અમનસિંહ ની સામે થાય છે જેમા પોતે પકડાય છે પણ અમનસિંહના મનની મોટાઇને લીધે નમા જીવતો છુટી જાય છે તેના ગયા પછી ઠગ લોકો અમનસિંહ તથા ભડભડને ફસાવવા આવે છે પણ તેમા ભડભડની ચતુરાઇથી તેઓજ હેરાન થાય છે અહીં અમનસિંહ અને ભડભડ છુટા પડી જાય છે

પ્ર૦ ૬ ઠ્ઠો—અમનસિંહ એકલો પાસેના એક નેસમા ચમન નામ ની એક ભરવાડની છોડી કે જે પૂર્વજન્મમા અમનનાજ સ્ત્રી હતી અને માત્ર એક મુનિના શાપથી આ પ્રમાણે હીનજાતિના મનુષ્યમા જન્મી હતી તેને ત્યા આવી ચડે છે અહીં તેનો સતકાર થાય છે, પ્રેમ દેવના પ્રભાવથી અમન-ચમનનુ એક બીજા તરફ વલણ થાય છે તેટલામા મોહની પ્રબળ શકિતથી ચમનનુ મન ફરી જાય છે અને અમન ઉદાસપણે નીકળી પોતાના રાજ્યમા આવે છે

## અંક બીજો.

પ્ર૦ ૧ લો—સતી ગુણિયલ પોતાના સ્વામી અમનસિંહ શિકાર થી પાછા ફર્યા પછી તેના મનમા થયેલા ફેરફારને જોઇ તથા અમનના પ્રાસંગિક શબ્દોપરથી તેનુ મન કોઇ બીજી સ્ત્રીમા લાગ્યુ છે એમ ચેતી તેને શિખામણ આપે છે તથા પોતે મનમા સંતાપ કરે છે

પ્ર૦ ૨ જો—ભડભડ જંગલમાથી એકલો પોતાને ઘેર આવે છે તેની પહેલા ખલકનદા અકડેખા સાથે નાશી જાય છે ભડભડને તેની જુની સ્ત્રી એ ખબર આપે છે, ત્યારે તે મનમા બહુ હેરાન થઇ એ લોકોની ખબર લેવા પાછો નીકળી પડે છે

પ્ર૦ ૩ જો—દુર્ગુણસિંહને પોતાની કચેરીમા ખબર મળે છે કે જે અમનસિંહે જંગલમા તેને પકડો હતો તે અમનસિંહ તો ગુણિયલનો પતિ છે આથી તેનુ અગાઉનુ વેર ઉભરી આવે છે અને તે ગુણિયલ નુ હરણ કરવા તૈયાર થાય છે

પ્ર૦ ૪ થો—ચમનના પ્રેમમા હેરાન રહેતો અમનસિંહ ચમનને મેળવવા માટે મહેલમાથી કોઇ ન જાણે તેમ ત્યાથી નીકળી જાય છે ગુણિયલને એ ખબર મળતા તે બહુ શોક કરે છે તેટલામા લાગ આવી દુર્ગુણસિંહ તેના મહેલપર ચડી આવે છે પણ એ શૂરી રજપુતાણી તથા નિમકહલાલ દાસીઓના હાથમા સપડાઇ તેઓની દયા ઉપર શરમ ભરી રીતે છુટી પાછો જાય છે

પ્ર૦ ૫ મો—અમનસિંહ ચમનના પ્રેમમા પીડાય છે પ્રેમનો પ્રભાવ જોવા અપ્સરાઓ આવે છે અને તે પછી એજ રસ્તે ખલક-

નદી અકડેખા એક બીજાપર પ્યાર બતાવતા નીકળી જાય છે

પ્ર૦ ૬ ઠ્ઠો—ચમનના ગામના ચદુનાન નામના ગ્રહસ્થના વિવાહ પર ચતુર નામનો એક વિશુધ્ધ વૃત્તિવાળો વિદેશી ગ્રહસ્થ પોતાના ચપડાાન નામના મિત્ર સાથે આવેલ છે તેને ત્યા દુધ દેવા ગયેલી ચમન મોહના પ્રભાવથી તેનેજ ચાહવા લાગે

પ્ર૦ ૭ મો—ચતુરની વૃત્તિમા ચમનના પ્રેમનુ સ્વપ્ન પણ નથી. તેથી તે પોતાના મિત્રના વિવાહ થઇ રહેતા પોતાને ગામ જાય છે અને એ ખબર ચમનને મળતા તે નિરાશ થાય છે

પ્ર૦ ૮ મો—ચદુલાલ તથા તેની સ્ત્રી કુમુદનો પ્રેમ વિનોદ

## અંક ત્રીજો.

પ્ર૦ ૧ લો—ચતુરને મળવા જવા માટે તૈયાર થએલી ચમનની પાસ અમન આવી પહોચે છે, પણ મોહવશ થએલી ચમન તેનુ અપમાન કરે છે અમન નિરાશ થઇ ચાલ્યો જાય છે

પ્ર૦ ૨ જો—નિરાશ થયેલો અમન અફસોસ કરી ભમે છે તે જોઇ પ્રેમનો પ્રભાવ જોવા આવેલી અપ્સરાઓને પણ દયા આવે છે પણ ભાવી પ્રબળ ગણી તેઓ નીકળી જાય છે ચમન પુરૂષપોશાકથી ચતુરના ગામ તરફ જાય છે રસ્તામા ઠગ લોકો (અમનસિંહ અને ભાઉ ભડને અગાઉ મલ્યા હતા તેજ) મળે છે તેને યુક્તિથી ગામ તરફ લઇ જાય છે

પ્ર૦ ૩ જો—ઠગ લોકો પોલીસના હાથમા સપડાય છે ચમન ચતુર ને ત્યા નોકર થઇ રહે છે અને કામ પાર પાડવાની ઉમેદ બાંધી ખુશી થાય છે

પ્ર૦ ૪ થો—ખલકનદા તથા અકાડેખાની ખબર લેવા નીકળેલો ભડભડ એજ ગામમા આવે છે ત્યા શિક્ષા પામેના પેના ઠગલોકોને સિપાઇઓ જેલમા લઇ જાય છે ને જુએ છે ઠગ લોકો પસ્તાવો કરે છે

પ્ર૦ ૫ મો—ચતુરને ત્યા રહેલી ચમન એક દિવસ રાત્રે ચતુર પાસે આવી પોતનો મોહ જાહેર કરે છે પણ ચતુર એ નીચ કામને એકદમ ફિટકારી કહાડે છે મોહની શક્તિ ઓછી પડી જાય છે અને ચતુરના બોધથી ચમનનુ મન અમન તરફ વળે છે અને ચતુરની શિખામણથી તે અમનની શોધમા નીકળે છે

પ્ર૦ ૬ ઠ્ઠો—અમનનુ પોતે અપમાન કરેલ તેને માટે ચમન પસ્તાવા કરી નીકળી જાય છે તે પછી એજ રસ્તે શોધ કરતા ભડભડની નજરે ખલકનદા તથા અકડેખા ચડના તે તેને પુરતી શિક્ષા કરી સતોષ મેળવે છે અને પછી આગળ ચાલે છે ત્યા ગુણિયલ જે પોતાના પતિને સોધવા નીકળી છે તે મળે છે પતિની ચિતાથી તરફડતી એ સતીની ભડભડ આશ્વાસના કરે છે

પ્ર૦ ૭ મો—અમનના શુધ્ધ પ્રેમથી તણાએલી ચમન જ ગલમા ભમતી પસ્તાવો કરે છે ત્યા અમન પણ તેના પ્રેમમા હેરાન થનો નીકળે છે છુપી રીતે તેના ઉદ્‌ગારો સાભળવાથી ચમનનુ દિલ બહુજ ભરાઇ આવતા તે એકદમ તેને આવી મળે છે અને તેટલામા ગુણિયલ તથા ભડભડ તેની શોધમા ત્યા આવી ચડે છે અમનના કહેવાથી સતી ગુણિયલ ચમનને પોતાની બહેન બરોબર સમજે છે અને શુધ્ધ પ્રેમનો પ્રભાવ બતાવનો આ ખેલ ઇશ્વરસ્તુતિ સાથે સમાપ્ત થાય છે

જય શ્રી હિન્દ

# અમન-ચમન

## નાટકનાં ગાયનો.

### અંક પહેલો.

અપ્સરાઓ— ૧

વંદન પ્રથમ પરિપૂર્ણ,
સચરાચર જે શ્યામ—
ગાઓ ગાઓ ગુણો વા ના,
અજર અમર થાના
તોડો અનીતિ અહંકાર,
છુટે સંસાર— વંદન૦

અપ્સરાઓ— ૨

સ્મરણ કરીએ શુદ્ધ ચિતેથી પ્રીતેથી પ્રેમ દર્શન દરશાવોને,
દેવ દયાળુ છે ઇચ્છા નજરે નિહાળવાની ઉરની ઉમેદ બર લાવોને,
સ્વરૂપ તમારૂં હશે કોણ જાણે કેવું ન્યારૂં સંશય થયો છે તે શમાવોને-
સ્મરણ૦
જળ સ્થળમાં કે વસો વાદળમાં,
નર, વાનર કે પક્ષ જક્ષ દક્ષ લક્ષ
નથી સમજાવોને— સ્મરણ૦

અપ્સરાઓ ૩

ચાલો જઇએ જોવ ને પ્રતાપ પ્રેમનો,
પ્રતાપ પ્રેમનોગે કેવો તાપ તેમનો— ચાલો૦
ન્યારી ન્યારી પ્રેમી પ્યારી,
પ્રીત તેથી પ્રાણ જતા સત્ય શુ તે થાય, થાય, થાય થાય,
ચાગે ખરે જોશુ નજરે દેખાવ રહેમનો
દેખાવ રહેમનો રે કેવો તાપ તેમનો— ચાલો૦

સાહેલીઓ ૪

અહા સખી સુદર સ્વરૂપથી ભરેલી,
વા વા વેલી જોબન રૂને ખીલેલી
હા હા નકી નાથ સગ રગમા રમેલી,
શુ—જુઓ વળી એવુ શુ કરો છો છુ અકેલી
સા—ખીલ કગી કમળની રવિ કિરણને જોતા,
તેમ પ્રિયતમથી પ્રફુલ્લ દિસે
શુ—જાગો જાઓ દૂર બાઇ,
સુણી વેણ શરમાઇએ— સખીરી૦
સા—ઓહોહોહોહો જાણી ચતુરાઇ તારી ઘેલી (૩) વા વા૦

ચચળા— ૫

છે અજબ પ્રેમનો રગ, મતિમદ તેને શુ જાણે
રે ગજબ તેમનો ઢગ, પ્રેમી જન તેજ પરમાણે
કમળ પ્રેમ જાણે રવિ જોઇ ખીલશે વાણે,

૪૦૯૩



ભ્રમર તે પ્રમાણે કમળમાં કેદ થઇ માણે
પ્રેમીજન પ્રેમની ખાણે રે સફળ છે જન્મ એ ટાણે—છે.
દીપને પીછાણે પતંગ પ્રેમી મરણ આણે,
કુરંગને વીરાણે પ્રિય રાગે મરે બાણે
પ્રેમીજન પ્રેમની ખાણે રે, સફળ છે જન્મ એ ટાણે—છે૦

ચંચળા— ૬

વેઢ વીંટી વીંછીઆ ને વાળી માગ વાલમા,
ઝીણા ઝીણા વળી ઝુમણા ઘડાંવા,

સા—ઓ હો હો હો હો

ચ—નવસરો એક મોતીકેરો હાર મારા વાલમા,
નાજુક રસિક નથડી જડાવા,

સા.—ઓ હો હો હો હો

ચ—રૂમઝુમ પગ પાન કરાવો, કગના કંકણુ સોને મઢાવા
ઉત્તમ ઉંચુ અમંગ લાવો ઝીંક ભરી કાચળી સીવડાવો
લઇ આંવા લઇ આંવા, રસિકરાજ મન ભાવો—વેઢ૦

ચંચળા— ૭

હારે ચાલો, રસિક હૃદય ભીડી બાથ,
ઓ પ્યારા મારા ચક્ષુ તાગ હેતે ઝાલી હાથ
રમો રતિનાથ કામક્રીડા સુંદરી સંગાથ,

ચપળા—ચતુરા સુબન થકી થશે હું તો મહાત

ગુણીયલ— ૮

ચાલો પ્રીતમ પ્યારાજી,
હું તમ ચરણની રજ દાસજી,

મહાલો મોહન માગજી
આ તન મન ધન છે તમારાજી
અ૦—ઓ હો હો મધુરી મેના મારી
મધુર વચન શા તારાજી
સુ૦—કેકિલ કથ રમો રતિ રંગ ન્યારા
અ૦—( લે ત્યારે આ મદનની પ્રથમ પ્રસાદી )
સુ૦—( હામ વહાલા આનો ભવાભવની યાદી )
અ૦—સમજ્યો હું તારા ઇસારાજી— ચાલો૦

ખલકુનંદા— ૯

ભાગ્ય મમ કમ જાગ્ય ક્યારે ઉચ્ચારૂ,
ઘર ન સારૂં વર ભીખારૂ વય જનારૂ વ્યર્થ મારૂ,
રે ચિંતડું ચળનારૂ— ભાગ્ય૦
ભુંડો મળ્યો ભરથાર ગુણહીણો ને ગમાર
હું છું નાજુક નવલી નાર
શોક્યનું શાલ સદાએ સતાવે ખુબ કરીને ખાર,
પાપી પિતા તમારૂ ન મારૂ જરીએ થનારૂ— રે૦

સુશીલા— ૧૦

સ્વામી કામી રહી દુખી બહુ થાશોજી
પામી ભારે ભય પુરા ભરમાશોજી
ચેતો ચેતો નાથ હું કહું જોડીને હાથ
હો જાચું રે કહું સાચું રે,
આખ મીંચીને પ્યારા ન દોડયા જાશોજી,
પીંગળાનો પ્યાર, છે અતિશય ભયકાર—હો જાચું રે૦

ખલકનદા— ૧૧

આખોના તારા, એકલડી મુજી નહીં જાશોરે,
ભ૦—તમને સમ મારા, અંતરમાં દુખીયારા નહીં થાશોરે
ખ૦—મીન કદી નવ જીવ જળવિણ, એ ભૂલો છો કેમ,
વિરહ તમારો મને મારશે, ધરા જરા પણ રહેમ-આખો૦
ભ૦—દેહ દુર જાશે પણ મારો જીવ રહે તમ પાસ,
નમણી નયને નીર ન ભરશો ધરશો નહિ મન ત્રાસ-તમને૦
ખ૦—અંતર ધ્રુજે કાંઇ ન સુજે, અકળામણ બહુ થાય,
નથી ખબર મુજને પતિ વિરહે કેમ કરી જીવાય-આખો૦
ભ૦—પરવશ છું તમ પ્રેમવડે પણ અત્યારે લાચાર,
રજા દિયો ઉર ધૈર્ય ધરીને, પવિત્ર પ્રાણાધાર—તમને૦

ભડભડ— ૧૨

સળવળ સળવળ કુખમાં થાય,
છે લાડવામાં મન ચન ગન,
જળ છુટે જીભલડીમાંય,
છે લાડવાને ધન ધન ધન— સળવળ૦
ઘરને જરને પણ વિસરાયે,
પગમાં ડગમાં બળ ઉભરાયે,
શું ચગને ઠગથી કશું થાયે,
લાડુતણી વગ જ્યાં વપરાયે— સળવળ૦

ઠગ ૪— ૧૩

દાવ પેચ હરદમ મરદાઇ ખરી,
શિકારને ઝટ પટકે,

ઔ અમથી લાલચે લટકે, ન છુટી શકે,
જકડો જનને છાળ જાળમા
ઝટપટ ખટપટ લટપટ થઇને,
સૌને લિયો નિજ ફાળમા હા,
ચાલો વા વા વા— દાવપેચ૦

ઠગ ૨— ૧૪

કંઇ નવ સૂજ પગ બહુ ધ્રુજે,
ધન પણ ધ્રુજે, ના આવ્યુ,
દાતમા ફઇ ગયો નકકી,
અમને પોચ્યો ખધો ચલતી ઉધો ધધો,
ઠગ ૧—મુજને કીધો અધો, આખો ચોળુ
અન્તે—બાજી ગઇજ છટકી,
લુચ્ચો ખરો (૨) લીધા ભરોમે,
ફદામા અરે—પકડો જકડો પટકી
બાજી ગઇજ છટકી— કંઇ૦

ભરવાડની છોકરીઓ— ૧૫

બલિહારી રમિયા ગિરધારી સુન્દર શ્યામ હો,
તજી અમને મથુરાના વાસી આવા ન બનીયેજી
વાસળડી વાગી એમ ભણકારા વાગે છે,
વ્રજવાટ લાગે હવે ખારી— સુંદર૦
વૃન્દાવન કેરી શોભા તમવિણ અમને તો,
આખે દીઠી લાગે નવ સારી— સુંદર૦

જમનાનો કાંઠો આજે, ખાવાને દોડે કાંઇ
અકળાવી દે છે અમને ભરી— સુદર
ગોવરધન તોળ્યો તમે ટચલી આગળીએ ને
અમપર ઢોળ્યો ગિરધારી— સુદર૦

૧૬

ગરબો

હો કાનુડે મને ઘેલી કીધી
મહીની મટુકડી લીધી પરાણે કાનુડે ઘેલી કીધી— હો૦
સાખી—સાભળજો સાહેલડી, છે વ્રજવાટ,
માન ભાન લે છે હરી હરિ જમુનાને ઘાટ
અગમા ઉમગ રગને વધારનાર,
તાપ હરે પાપ કરે ઠાર હા હા હા— કાનડે૦
સાખી—છેલ છબીને નિરખતા, વિસરે છે ઘરબાર,
હરિ દર્શન વિણુ છે મને સુનો આ સસાર
હુ તો સ્વપ્નામા દેખુ છુ નદનો કુમાર,
મારા ચિત્તમાહી બેઠો ગાયોનો ચારનાર,
સાહેલી— કાનુડે૦

અમન— ૧૭

શુ છબીલી એ છોડી ગઇ રે
કેની દશા આ થઇ રે— શુ૦
તન કોરી કરી શિર જોરી
ચિત ચોરી ગઇ એ ચકોરી

ગતિ રતિ રતિભર નહિ રહી અહીરે
નયનોને નચાવીને ગોરી
કંઠ બાંધી ગઇ પ્રેમ દોરી રે
દુખભર ઉર મુજ સ્મરશર સહીરે— કવી૦

---

# અંક બીજો.

ગુણીયલ— ૧૮

થઇ બહુ વાર હૃદય વિચાર,
ના આવ્યા કેમ પ્યારી વીસારી સુખકારી
પળ પળ ખલક થઇ ખારી
વધુ વધુ વિપદ કરનારી,
વિરહ સહન ન થાય છુટે અંગ ઝપારી,
પતિ પદ શાંતિ મળનારી,
તન મન વ્યાધી ટળનારી— થઇ૦

સાહેલીઓ— ૧૯

વ્હાલી શાંતિ વરો ચિંતા દુર કરો,
રસભર મળશે પ્રિયતમ પ્રેમ ઝરો— વ્હાલી૦
વદન કમળને નવ કરમાવા,
હૃદય કુસુમમાં શું ખેદ ભરો — વ્હાલી૦
થાય પરિક્ષા કનકલતાની,
વિરહ અનલથી એ ધ્યાન ધરો— વ્હાલી૦

અમનસિંહ— ૨૦

બનાઓ છે બેજાર મુજને તે આ સુંદરી,
ચંદ્રમુખી ચતુરા તે પુરી ચિત ચોરી કરી,
ચમન સીલી ચાન તારી , હમને શરમાવનારી,
પ્રેમ કટારી મારી તે, કલેજે આકરી;
રંગ વિલાસો રમણી તારા, દંગ કરે છે મનને મારા,
કુટિલ કટાક્ષો તાહરા, મારૂં દિલ ચીરે ફરી
જોડ નથી આ જગમા તારી, પ્રેમભરી ઓ પ્રાણ પ્યારી
પાસે આવી લે બચાવી, તુ દિલ પીડા હરી

ગુણિયલ— ૨૧

તન મન ધન તમપર વારૂં
તમે છો પ્રાણથી પ્યારા
પળ પળ તમ દરશન પ્યારૂં
રસીલા રાજવી મારા
નરવર સુખકર સંગ વસો વરસાવી સુધાધારા,
કાપનારા તાપ મારા પ્રેમના કયારા— તન૦
તમવિણ મુજ મન છે સઘળા સુખભોગ સદા ખારા,
ચાલો પ્યારા મહાલો પ્યારા ના થશો ન્યારા— તન૦

ખલકનંદા— ૨૨

રંગીલા રઢિયાળા હો રસિયા રંગ મહાલોને,
પ્રીતિથી જગ જીત્યા હો અહીથી ઝટ ચાલોને—રંગીલા૦
અ૦—હૈરાન જાન તેરે ચમકીલે બાલોસે (૨)

ખ૦—પ્યારા પ્રાણ પ્રેમેથી માગ ચાનોને (૨)—રંગીના૦
અ૦—મયે તો દિલ ભર હું તેરા જાન નિભગ હુ તેરા
ખ૦—જોડશો ના, મન મોડશો ના રહેમે ખોડશો ના—
પ્રેમ ત્રોડશો ના— હૈરાન૦

અમનસિંહ— ૨૩

મારો જીવ બહુ ગભરાય રે પ્રેમ મધુ મે પીધુ
મારા મનમા કાઇ કાઇ થાય દિલ તો મે દઇ દીધુ રે
માનુની મન માનેલી તે રંક હ્રદય શીદ વીધ્યુ
ભાન ભુલી તુજ કારણ ભટકુ જોને જરા તુ સીધુ દિલ૦
ભુરકી નાખીને ભરમાવ્યો કાઇંક કામણ ને કીધુ,
નયન નચાની નખરેથી તે (વહાલી) તન મન વશ કરી લીધુ—દિલ૦

ગુણિયલ— ૨૪

ઓ પિયુ આવો હો આવી નચાવો હો પ્રમી કહાનાર
કરો કેમ સીતમ આવારે— ઓ પિયુ૦
ક્રૂર ન થાઓ હો દુર ન જાઓ નહિ રઝળાવા રે
નાશી ન જાઓ દોષ બતાવો કા તલમાવોરે,
અરે હાય, બહુ થાય, મન લાલ ન ખમાય—ઓ પિયુ૦
આ દુખ ટાળો હો કોણે ચલાવ્યો લાવી અભાવોરે
સાહેલી આવો ખબર લાવો શીઘ ચલાવોરે,
અરે હાય, બહુ થાય મન લાલ ન ખમાય—ઓ પિયુ૦

સાહેલીઓ— ૨૫

ગુણવંતિ ગુણીયલ ગભીર ધીર ઉર શાંતિ ધારોને

મતિ સદ્ગુણી શાન્તિ ટાળોને
ચિન્તા આળોને મતિ અમતિ ગતિ વાળોને—ગુણવતિ૦
સીતા સુરંગા મળી પતિને સ્નેહેથી ફરી નળરાણી ભાળોને
શાણી વાગેને— સતિ૦
કાંટા કાપશે સુખ તમોને અબા આપશે મન શંકા બાળોને
બ્હેની ન્યાળોને — મતિ૦

સાહેલીઓ— ૨૬

હિમત ભર ધસી માગવા ઝટ દુશ્મનને ભુમીભર કરવા,
સિહણભર ગદ્દો જાવા, હોશ કરે તે દુઃખિ થાવા—હિમ્મત૦
વણ બોલાવ્યા ચડીને આવ્યા મળશે મરણ લાવા
બ્હેની આવો શરી કહાવા
અવસર સુખ દર ફરીને આવા
નારે આમ— સિહણ૦

અમનસિંહ— ૨૭

કોઇ મીલાવો એ
વસી ચમન ચતુરી ચિત્તમા
કોઇ બનાવો રે
મારૂ મન પરવશ પ્રિતમા,
લગન લાગી પ્રિત અગન જાગી ચિત્ત ચમન ચમન ચાહે છે રે
ચમન પ્યારી તુ ચમન પ્યારી મુજ મન મંદીર માહે છે રે
ગયુ હૃદય છટકી ભમુ ભટકી ભટકી
રહ્યો અમન અલગ રીતમા— કોઇ૦

ખલકન દા—                    ૨૮

થયુ અલણુ મટકું દિલદાર રસિયા ચાલોને
હુ તો વારી વારી જાઉ, ભારી ખુશી ખુશી થાઉ,
અ૦—માલ તેરેકા ખીલાઉ, જાન તેરેપે ગવાઉ— દિલ૦
ખ૦—મારૂ જોમનીયુ આજે તો બનીયુ
અ૦—જાની તુ બડી હુશીયાર - હા હા
દી સે હો સ્યાની હસરાની હજાર
મીલી ગુલઝાર, હો ખુશકાર,
ખ૦—કરો નહિ વાર રસિયા ચાલોને— થયુ૦

ચમન—                    ૨૯

મોહનજીએ મારૂ ચોરી લીધુ ભાન રે,
રંગ રસીલે છેલ છબીલે બાધી બનાવી મુને બાન રે—મોહનજી૦
વિરહની જવાળા અંગ બાળે છે, ટાળે છે મધળી માનરે—મોહનજી૦
કયારે મળુ હુ કયારે હળુ હુ, કયારે કરૂ રસ પાનરે—મોહનજી૦
પ્રેમ છકેલી થઇછુ હુ ઘેલી, હુ તો ગોપી ને આ કાન રે- મોહનજી૦

ચમન—                    ૩૦

વ્હાલથી વીધી દાદ ન દીધી કામની કીધી ઠાર
પીડે મુજ મન પ્યાર દીધા દગો દિલદાર
તન મન કરી ગયો સુનકાર એ કામની૦
દયા નહિ તલભાર, મળ્યો નહિ પલવાર,
શિર પર ધરી ગયો તલવાર એ કામની૦

# અંક ત્રીજો.

ચમન— ૩૧

કયા ગયા તમે પ્રાણ પ્યાર,
દિનરેન ચેન નહિ વિરહમહીં તમારા—કયા૦
ખાવું પીવું ના ગમે, મારે બહુ કામ જવાળા,
છેક દયા છોડી કેમ વિયાગી પિયુ મ રા—દિન૦
આવી બચાવો હવે પ્યારા ગયા છો શું ન્યારા,
ક્ષણ પણ તમવિણ જીવ ન દુખી હારા—દિન૦

ચમન— ૩૨

જાર પાપી તુ દૂર થા જા જા રે
હુ જાણું નહિ કોણ છે તુ કયાંથી આવ્યો જા જારે ખસીજા—જારે૦
શાને આવી આથડે વિકળ બની
વધુ ઘટ મોલ નહિ શાને ખુવે નુર આમ બસ બસ દૂર દુર
ઝટ ખસી જા—જારે૦

ચમન - ૩૩

ચમન નમન તુજને છે છેલ્લુ
અમન જાય છે રડી રડી
ભવન તજી વન વનમા ભમશે,

તુજને જપશે ઘડી ઘડી
જીવિત હિતકર હવ ન ભાસે,
શોક સુળી પર ચડી ચડી,
મરણ શરણ લેવાનુ માગે,
પ્રેમ આગમા પડી પડી

જળહળ જોત વિષે પડે, હઠે ન પ્રેમી પતગ
ચોટયુ ચિત્ત ચમન વિષે, ધરે ન બીજો રગ
ભુખ તરસ ભુનાઇ ગઇ, ગયો વિષય અભિલાષ
સુખ આશા સુકાઇ ગઇ ધિક ધિક આ ભવપાશ

અમન— ૩૪

પ્રેમની પીડા શુ છે તે તો પ્રેમી જાણે છે
પ્રેમની ખરી પરિક્ષા પ્રેમી જાણે છે- હા પ્રેમની૦

ધાન ધનેડુ લિયે કશર કયાગે લાવ
ખગ સાકરપર મુખ ધરે, નિશ્ચય આવે તાવ.

પ્રેમનુ જે તત્વ તે પ્રેમી પ્રમાણે છે-- પ્રેમની૦

શુ સમજે કીચ પડયે, નીચ દર્દુર નાદાન,
ઉટ ધરે મુખ ઝાખરે, તજીપુ પરસપાન

હિરનુ હિરાપણુ માચ્યુ સરાણે છે— પ્રેમની૦

અપ્સરાઓ— ૩૫

નહિ ભાગ્ય પલટે ઝીએ ના મટે,
બળ બાંધા યકિન મારો ચડયુ કાંધે ના હડે નહિ૦
હોય વનમાં કે ભવનમાં કર્મ જનના ના છુટે,
સુખ યાગો કા વિયોગો ફળ ભોગો ના ઘટે કદીએ૦

ઠગ ૨— ૩૬

હાથે કીધા હેય વાગ્યા જોઈ લાગ નશીબ જાગ્યા,
ઉજળુ એટલુ દુધ દેખીને ખુબ કર્યાં નીચ કામ–અરેરે–ખુબ૦
નતણો ડગ છોડીને દોડયા તેનુ આ પરિણામ—હાથે૦
મી૦—મખ્ત મજુરીમા ચુક પડી તો ઉતરી જાશે ચામ–અરરર–ઉ૦
ભ૦—સેલ કરો જઈ જળ વિષે હવે એમ શુ હારો હામ–હાથે૦
ઠગ ૨–હાય ખમાશે કેમ અમોથી, આ દુખ ઘોર તમામ–અરેરે–આ
ભ૦—ધીરા ખમો માગ વીર વાલીડા, છીર સુકાશે તમામ–હાથે૦

ચમન— ૩૭

વડી ઘડી પાશમા પડી પટકાય દુખી થાય— એજી
ફરી ફરી ચોટમા ચડી ઝડપાય છતા ધાય— એજી
એ જીએ જીએ જી
છેક છળેલા ચિત ચળેવા ભોળાએ। ભરમાય જાયજી,
સાર નથીરે કાઇ જગતમા, દુખી ત્રણા થાયે મન મોહી મરી જાયે–જી

દુર થનારા તે તરનારા, પ્રેમથી પલટાઇ નયણ,
તોપણ તેનો નેહ ન છુટે અધવચ લુટાયે જગ એમ વચ્યું જાયે—જી

ચમન ૩૮

છોડો નીદરડી છોડો,
મુજ તનના તાપો ત્રોડોરે— જોડો૦
હુ તો તમ પર વારી જાઉ જાઉ બલિહારી
જોઇ પ્રીત રીત મારી મુજ હૃદય હૃદય નિજ જોડોરે
પ્રેમ વરસાવો, ના તરસાવો,
મુજ તન મન, મન નહિ મોડોરે— જોડો૦
આતો દિવ્ય દેહધારી, કામ વગને વધારી
ચોરી જાય વૃતિ મારી, પ્રિય ચતુર ચતુર નર જોડોરે,
તંગ દિલ ત્યાગો, જીવન જાગો,
પિયુ નિત નિત પ્રીત ચિત જોડોર—છોડો૦

અકડેખા— ૩૯

કયસીયે સુરત દિલ જાની
નવી—( ઓ હો હો હો )
અ૦—અજબ તેરી બાત હય સુરત ભાલી ભાલી
નયાકે નયન કાલી કરદે કસાનેવાલી,
જ જીર દિલ ડાલી
નવી—(એમ કે)

અ૦--ચલો ચલો ટધગસે દેર મત કરો દિલજાની,
( ચલ ચલ
નવી ( ઓ હો હો હો હો )

ભડભડ— ૪૦
આવજો મીયાજી વલેગ આવજો
કેહાવજો કામ અમ સરખુ કાઇ કહાવજો—આવજો૦
નવી—હાય હાય હાય હાય હાય
નીચને આપ પ્રભુ નગટા બનાવજો—આવજો૦
અકડેખા—ગડીકા યાર વા હરફમ ખુવાર હય,
કાંટોકા બીછાના ઓર જુતીકા માર હય
ભડભડ—(મુઢ મુગ્ધ જન અંધ બની પરનારી ફંદે ફસાય
પ્રીત કરી પરનારીની, સૌ કોઇ પછી પસ્તાય
ઇનામમા અકડેખા ભાઇની, હેતે જીભ કપાય
નાક નગીનુ ટ્રાન્સવાનની લડાઇમા લડવા જાય)
લાવજો સંદેશો શુભ કાઇ લાવજો—કહાવજો૦

ગુણિયળ— ૪૧
કાળજડુ કોરી કયા ગયા ઓ પ્યારા,
સંકટ આ હુથી ના સહ્યુ જાય
લાગી દિલે જ્વાળા અંતમા આવા કા થયા (ઓ પ્યારા)
નિર્દયતા આની ના ઘટે નાથ,
હવે નવ જીવુ હુ રાખો રે કાઇ દયા— કાળજડુ૦

દયાળુ થઇને જો હવે, દર્શન દયો તો ઠીક
અંત સમય મારો અરે, આવ્યો દેખુ નજીક—કાળજડુ૦

ગુણિયલ, ભડભડ— ૪૨

ચરણ શરણુ પ્રભુ હિતકર દુખહર
જય જગરાય નમુ તુજ પાય તુજ પાય
પરમ સુખદ છે નિત્ય નિત્ય તુ
આ વિપદને તરત હર હરિ !
ક્ષેમ પ્રેમથી નરપતિતણુ નિત નિત ઘણુ
કરજે ના અમથકી તુ અતાય—ચરણ

ગુણિયલ— ૪૩

જગલ જંગલ ભટકી મરી હુ ઝાડઝાડ વન વન રખડી હુ—જગલ૦
ગિરી કાતરની ગહન ગલીમા નાથ ગોધતા આવી પડી હુ—જગલ૦
શરીર વીંધાયુ મનડુ ઘવાયુ
તનડુ તવાયુ પિયુ રવડી હુ— જગલ૦
ઝુરી મરૂ છુ વિનતિ કરૂ છુ
પ્રાણ ! હવે કાળ દાઢે ચઢી હુ— જગલ૦

સર્વે પાત્રો ૪૪

જય જગનાયક પ્રભુ સુખ દાયક,
પરમેશ જગ કરતા ,
સંતાપોને કાપો હો જય જય
ભય હરતા— જય૦
પરદમ માયાળુ છો સાચા દયાળુ છો
પુરા કૃપાળુ છો પુરા કૃપાળુ છો
તમને ભજનારા જેઓ,
અમણાને તજનારા તેઓ
છો સૌના ભરતા હો— હો જય જય૦



# શ્રી હિન્દ નાટક સમાજ.

## આ નીચેના પ્રયોગોના પુસ્તકો કંપનીના મુકામેથી મળી શકશે

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર હમીરના ગાયનો | | કિ. કા. | ૦-૪-૦ |
| ૨ | નવજીવન | ,, | ,, | ૦-૪-૦ |
| ૩ | ગુજરાતની ગર્જના | , | , | ૦-૪-૦ |
| ૪ | પ્રજાજીવન | , | , | ૦-૪-૦ |
| ૫ | ગંગાશાપ | ,, | | ૦-૪-૦ |
| ૬ | પાંડવ ગુપ્ત નિવાસ | , | , | ૦-૪-૦ |
| ૭ | સમ્રાટ ચંદ્રગુપ્ત | ,, | , | ૦-૪-૦ |
| ૮ | પંજાબ પતન | , | , | ૦-૪-૦ |
| ૯ | જોહરે સમશીર | ,, | ,, | ૦-૪-૦ |
| ૧૦ | સુધન્વા | , | , | ૦-૪-૦ |
| ૧૧ | અમન-ચમન | , | | ૦-૪-૦ |
| ૧૨ | રક્તપાન | ,, | , | ૦-૮-૦ |
| ૧૩ | વીર પ્રતાપ | ,, | | ૦-૪-૦ |
| ૧૪ | રા' નવઘણ | ,, | ,, | ૦-૪- |
| ૧૫ | વીર છત્રસાલ | , | , | ૦-/- |
| ૧૬ | ગુમાનસિંહ | | , | - |
| ૧૭ | છત્રપતિ સંભાજી | | ,, | ૦-૬ |
| ૧૮ | વીર જરાસંધ | ,, | , | -૪ |
| ૧૯ | વામન-અવતાર | ,, | | ૦-૪ |
| ૨૦ | જુલમી જાલમ | ,, | ,, | ૦-૪ |

'વીર-હમીર" ભાષણ ગાયન સહિત કીં. ૧-૦-૦

"જોહરે શમશેર"ના પ્રયોગ હિંદી તથા ઉર્દુમાં પણ તૈયાર

'ગંગાશાપ'ના પ્રયોગ હિન્દીમાં તૈયાર છે

માલક,

શ્રી હિન્દ નાટક સમાજ